॥ જય શ્રીહરી ॥

# વીષ્ણુ સહસ્ત્ર નામ માળા.

---

પ્રસિદ્ધ કરનાર.

શ્રી હરી શ્રી સત્સંગ મંડળ.

સુધેલ.

હરી જનોને નીત્ય પાઠ અર્થે અર્પણ.

મુંબઈ.

ભુલેશ્વર પ્રીંટીંગ પ્રેસ.

---

પ્રથમાવૃત્તિ—પ્રત—૧૦૦૧

સંવત ૧૯૬૬ વામન દ્વાદશી.

## સૂચના.

આ પુસ્તક જગત પ્રસીદ્ધ છે કે વીષ્ણુસહસ્ત્રનાંમે કરીને બોલવામાં આવેછે તે વીષ્ણુ સહસ્ત્રનામ જો પાઠ ઘણાજ ભાવીક પુરૂશો હરીજનો નીત્ય કરનારા છે તે શ્રદ્ધાળુને આ વીષ્ણુસહસ્ત્ર નાંમ માળા ગાવાથી ઘણો આનંદ થશે કે જેમાં વીષ્ણુસહસ્ત્રનાંમ છંદમાં સવૈયામાં બીજા જુદા રાગમાં શ્રીહરીનાં નામ પુરાં થાયછે. ને સત્સંગ મંડળમાં હરીજનોની સંગે વારંવાર બોલવાથી ઘણોજ ભકિતમાં વધારો કરેછે તો આ વીષ્ણુસહસ્ત્રનાંમ માળા હરીજનોને નીત્ય પાઠ અર્થે પ્રગટ કરવામાં આવેછે તેનો હરીજનો લાભ લેશો એજ પ્રાર્થના.

શ્રી હરી શ્રીસત્સંગ મંડળ.

બુધેન્દ્ર.

## સ્તુતી.

અસિતગિરીસમં સ્યાત કજ્જલં સિંધુપાત્રે
સુરતરૂવરશાખા લેખીની પત્ર મૂર્વિ ।
લિખાત યદી ગ્રહિત્વા શારદા સર્વકાલમં
તદપી તવ ગુણા નામીશ પારં નયાતિ ॥

અર્થ—નીલગિરી પર્વતના જેટલી શાહી હોય, મહાસાગર જેવડો ખડીયો હોય; સર્વે દેવતાઇ ઝાડોની કલમ બનાવી હોય પૃથ્વીનાપડ જેવડો કાગળ બનાવ્યો હોય. અને સર્વથી સરસમાં સરસ લખવાવાળી શારદા સદાકાળ લખ્યા કરે તો પણ હે ઇશ્વર ! ત્હારા ગુણુનો પાર આવે નહી.

## ધ્યાનમ.

શાંતાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશં,
વીશ્વાધારં ગગનસદ્રશં મેઘવર્ણં શુભાગમ્
લક્ષ્મીકાંતં કમલનયનં યોગીભિર્ધ્યાનગમ્યં,
વંદેવિષ્ણું ભવભયહરં, સર્વ લોકૈક નાથમ.

અર્થ—શાંત આકારવાળા શેશનાગ ઉપર શયન કરનારા કમળ છે નાભીમાં જેને એવા દેવતાઓના ઇશ્વર વિશ્વના આધાર આકાશની પેઠે નીરાકાર મેઘ જેવા શ્યામરંગવાળા લક્ષ્મીના પતી, કમળ જેવા નેત્રવાળા, યોગીયોયે ધ્યાનવડે ભણવા યોગ્ય સંસારના ભયને નાશ કરનારા સર્વલોકના એક અધિપતિ એવા શ્રીવિષ્ણુને વંદન કરૂં છું

ૐ નમો ભગવતે વાસુદેવાય.

॥ જય શ્રી હરી ॥

# શ્રી મોહન નામમાળા

## ઇંદવ છંદ.

અચ્યુત મોહન. અમૃત મોહન. મોહન મંત્ર મહા તરામ.
શ્રુતકૃત મોહન. વ્યાપત મોહન. મોહન ઉરજીત અદ તશામ.
ક્ષેમકૃત મોહન. બ્રહ્મકૃત મોહન. મોહન ગુપ્ત મહાગંર્ત ક્ષામ.
સહસ્ત્રજીત મોહન શત્રુજીત મોહન. મોહન સુવૃત શતાવર્તધામ.
અજીત મોહન પ્રથીત મોહન મોહન કાંત અનંત વીરામ.
ભયકૃત મોહન ગુણભૃત મોહન મોહન અધૃત સંવૃત કાંમ.
રોહીત મોહન ગોહીત મોહન મોહન અર્ચીત અનાત વીશ્રામ.
કથીત મોહન પુરૂજીત મોહન મોહનકામ્ત ત્રીક કુબ્ધામ.
કામકૃત મોહન ભારભૃત મોહન મોહન યુગાવર્ત સતકૃતભીમ.
પ્રાણભૃત મોહન ધર્મકૃત મોહન મોહન સત્ર સ્તોત્ર નીયમ.
અપ્રમત મોહન જગંન મોહન મોહન જયંત વીવીકત વિક્રમ.
અવ્યકત મોહન બૃહત મોહન મોહન તત્તઅસત્ત અનુત્તમ.
જીતામીત્ર મોહન પવીત્ર મોહન મોહન અનંતજીત પ્રતીષ્ઠીતધર્મ
અપરાજીત મોહન અસંમીત મોહન મોહન યત સતસુવ્રતશર્મ
યજ્ઞભૃત મોહન યજ્ઞકૃત મોહન મોહન ચતુર્વેદવીતતત્તપરમં.
કૃતાંકૃત મોહન શીશુકૃત મોહન મોહન કૃપ્ત પ્રભુત પૂરૂશોત્તમ.
સર્વયોગવીનીસ્રત મોહનસ્વધૃતમોહન મોહનશાંતસમાવર્તસુક્ષ્મ

યજ્ઞાતકૃત મોહનશંખભૃત મોહન મોહન શાશ્વત સતગતીસત્તમ
શરીરભુતભૃત મોહન સંન્યાસકૃત મોહન મોહનભુતપ્રીયકૃતબ્રહ્મ.
નૈક કર્મકૃત મોહન યુગાદીકૃત મોહન મોહન સ્વસ્તીકૃતચતુરસ્રમ
પર્યંવસ્થીત મોહન સ્વયંમત મોહન મોહન માળ સમાપ્તથાશે.
આછંદ ભાવે ભણે નરનારી તે વૈમાંન બેશી વૈંકુઠ જાશે.
સંસાર .સાગર સેજે તરાશે જો આ છંદ મુખે કરી ગાશે.
હરી હરી હટતાં હરીરૂપ થાશે તો અંતસમે મોહન માંહીસમાશે

## મોહન માળા સમાપ્ત.

## શ્રી ગીરધરમાળા-ઈંદવ છંદ.

શ્રીમાન ગીરધર વૈખાન ગીરધર, ગીરધર વામન મહાસ્વનમહાક્રમ
દમન ગીરધર પવન ગીરધર ૨ પાવન ભાવન ભીમપરાક્રમ;
પ્રકાશન ગીરધર પ્રતાપન ગીરધર ૨ પ્રધુમ્ન પ્રમોદન પદમનુત્તમ,
અરચોશમાન ગીરધર અધાષ્ઠાંન ગીરધર ગીરધર અન્નયજ્ઞ
હાધન જ્ઞાનમુત્તમ-૧

ભુતભાવન ગીરધર ભગવાન ગીરધર ૨ સંધીમાન સત્યવાન શમ,
મધુસુદન ગીરધર મહાશન ગીરધર ગીરધર દેવકી નંદન દમ;
શોકનાશન ગીરધર શ્રીત્રીભાવન ગીરધર ૨ વર્ધન યજ્ઞવાહન યમ,
વાયુવાહન ગીરધર વંશવર્ધન ગીરધર ૨ સુલોચન લક્ષ્મીવાન ક્ષમ ૨
પ્રતર્દન ગીરધર જનાર્દન ગીરધર ૨ ઈશાન વીશોધન વિશમ,
સંપ્રમર્દન ગીરધર સુદર્શન ગીરધર ૨ વરીન વીરોચન કીમ;

સ્વાયન ગીરધર પુરાતન ગીરધર ગીરધર તંતુવર્ધન ત્રીવિક્રમ,
અમીતાશન ગીરધર આવર્તન ગીરધર ગીરધર અમૂર્તીમાન
અમીત વિક્રમ—૩

અનાદીનીધન ગીરધર સમીહન ગીરધર ૨ જતનં જીવનકૃતાગમ,
શતાનન ગીરધર વાજસન ગીરધર ૨ મહાધન ગહન ગુરૂન્નમ;
સર્વદર્શન ગીરધર સત્યવાહન ગીરધર ૨ ભયનાશન ભુજગોત્તમ,
વીશ્વકસેન ગીરધર શુરશેન ગીરધર ૨ વાયુવાહન વીદવત્તમ—૪

સીદ્ધીસાધન ગીરધર શત્રુઘ્ન ગીરધર ૨ સુયામુન સત્ય પરાક્રમ,
વર્ધમાન ગીરધર રવીલોચન ગીરધર ૨ નંદન નીષ્ઠા શાંતિપરાયણ,
વ્યવસ્થાન ગીરધર આપ્તવાન ગીરધર ૨ લોકાધીષ્ઠાન ધાતુરૂત્તમ,
બ્રહ્મવીવર્ધન ગીરધર તેગવાન ગીરધર ગીરધર સંસ્થાન સત્યધર્મ
પરાક્રમ—૫

અણુરાંધ્રનીશુદન ગીરધર ઉરજીતશાસન ગીરધર ગીરધર દુસ્વપ્ન
નાશન દુરતિક્રમ,
પુણ્યશ્રવણ કીર્તન ગીરધર પ્રીતીવર્ધન ગીરધર ગીરધર સામ
ગાયન સનાતનત્તમ;
પાપનાશન ગીરધર પ્રાણજીવન ગીરધર ૨ મહાન જીતમન્યક્રમ,
શીવવંદન ગીરધર રીપુકંદન ગીરધર ગીરધર જનાર્દન પ્રમર્દન
આશ્રમ—૬

———

## દોહેરો.

આ ગીરધરમાળા જે જપે કોટી પાપ પરલે થાય;
ભાવ ધરીને જો ભજે તો નીષ્ચે વૈકુંઠ જાય.

## શ્રી ગોવિંદમાળા—સવૈયા.

ગોવીંદ ગોવીંદ અક્ષર ગોવીંદ ગોવીંદ ગોવીંદ ઇશ્વર ગોવીંદ.
ગોવીંદ ગોવીંદ સંવત્સર ગોવિંદ ગોવીંદ સર્વેશ્વર ગોવીંદ;
ગોવીંદ ગોવીંદ શ્રીકર ગોવીંદ ગોવીંદ શ્રીધર ગોવીંદ,
ગોવીંદ ગોવીંદ વત્સર ગોવીંદ ગોવીંદ ગોવીંદ ઉત્તર ગોવીંદ—૧
ગોવીંદ ગોવીંદ સુંદર ગોવીંદ ગોવીંદ ગોવીંદ કુન્દર ગોવીંદ,
ગોવીંદ ગોવીંદ પુરંદર ગોવીંદ ગોવીંદ ગોવીંદ ઉદુંબર ગોવિંદ;
ગોવીંદ ગોવીંદ પ્રજાગર ગોવીંદ ગોવીંદ ગોવીંદ ષહાધર ગોવીંદ,
ગોવીંદ ગોવીંદ ધનુર્ધર ગોવીંદ ગોવીંદ ગોવીંદ દુર્ધર ગોવિંદ—ર
ગોવીંદ ગોવીંદ મહીધર ગોવીંદ ગોવીંદ ગોવીંદ મનોહર ગોવીંદ,
ગોવીંદ ગોવિંદ સુરેશ્વર ગોવીંદ ગોવીંદ ગોવીંદ સ્પષ્ટાક્ષર ગોવીંદ;
ગોવિંદ ગોવીંદ પરમેશ્વર ગોવીંદ ગોવીંદ ગોવિંદ ધનેશ્વર ગોવીંદ,
ગોવીંદ ગોવિંદ ગભીર ગોવીંદ ગોવિંદ ગાવીંદ શશીર ગોવિંદ—૩
ગોવીંદ ગોવીંદ શાશ્વત સ્થીર ગોવીંદ ગોવીંદ ગોવીંદ સ્થીરગોવીંદ,
ગોવીંદ ગોવીંદ ક્ષમીણાંદર ગોવીંદ ગોવીંદ ગોવીંદ સ્થાવર ગોવીંદ;
ગોવીંદ ગોવીંદ વાસ્તાર ગોવીંદ ગોવીંદ ગોવીંદ દાતાર ગાવીંદ,
ગોવીંદ ગોવીંદ શર્વરીકર ગોવીંદ ગોવીંદ ગોવીંદ અક્રૂર ગોવીંદ—૪

ગોવીંદ ગોવીંદ શ્રુતીસાગર ગોવીંદ ગોવીંદ ગોવીંદ શ્રીમતાંવર ગોવીંદ
ગોવીંદ ગોવીંદ મંગલપર ગોવીંદ ગોવીંદ ગોવીંદ તીર્થંકર ગોવીંદ;
ગોવિંદ ગોવીંદ ધરાધર ગોવીંદ ગોવીંદ ગોવીંદ દામોદર ગોવીંદ,
ગોવીંદ ગોવીંદ સ્કંદધર ગોવીંદ ગોવીંદ ગોવીંદ ચક્રગદાધરગોવીંદ—૫
ગોવીંદ ગોવીંદ પ્રધાનપુરશેશ્વર ગોવીંદ ગોવીંદ:ગોવીંદજ્યોતીર્ગણેશ્વર.
ગોવીંદ ગોવીંદ ક્ષર ગોવીંદ ગોવીંદ ગોવીંદ વીક્ષર ગોવીંદ;
ગોવીંદ ગોવીંદ ઓજસ્તેજો ધુતીધર ગોવીંદ ગોવીંદ ગોવીંદ સર્વ—
શસ્ત્રે ભ્રતાંવર ગોવીંદ.
ગોવીંદ ગોવીંદ સર્વ વાગીશ્વરેશ્વર ગોવીંદ ગોવીંદ ગોવીંદ અવ—
ધેશ્વર ગોવીંદ—૬

## દોહરો.

ગોવીંદ માળ અમૂલ્ય છે રાખે જે જન સાથ;
નીશ દીન નામ જપ્યા થકી નાચે નટવર નાથ.

## શ્રીકેશવ માળા—સવૈયા

કેશવ કેશવ કારણ કેશવ કેશવ તારણ કેશવ.
કેશવ કેશવ દારણ કેશવ કેશવ કેશવ વીદારણ કેશવ.
કેશવ કેશવ ઉદ્ધારણ કેશવ કેશવ કેશવ ઉતારણ કેશવ.
કેશવ કેશવ કારણ કેશવ કેશવ કેશવ સમીરણ કેશવ.
કેશવ કેશવ નારાયણ કેશવ કેશવ કેશવ સત્યપરાયણ કેશવ
કેશવ કેશવ સત્યધર્મપરાયણ કેશવ કેશવ કેશવ બ્રાહ્મણ કેશવ

કેશવ કેશવ શોભણ કેશવ કેશવ કેશવ શ્રમણ કેશવ.
કેશવ કેશવ સુરેશણ કેશવ કેશવ કેશવ સુરેશણ કેશવ
કેશવ કેશવ વરૂણ કેશવ કેશવ કેશવ વારૂણ કેશવ
કેશવ કેશવ સગુણ કેશવ કેશવ કેશવ નીર્ગુણ કેશવ
કેશવ કેશવ સુપર્ણ કેશવ કેશવ કેશવ સુવર્ણ વર્ણ કેશવ.
કેશવ કેશવ નીર્વાણ કેશવ કેશવ કેશવ પૂર્ણ કેશવ.
કેશવ કેશવ પ્રાણ કેશવ કેશવ કેશવ પ્રમાણ કેશવ.
કેશવ કેશવ કૃષ્ણ કેશવ કેશવ કેશવ સંકૃષ્ણ કેશવ.
કેશવ કેશવ શુભેક્ષણ કેશવ કેશવ કેશવ પદ્મનીમેક્ષણ કેશવ.
કેશવ કેશવ રક્ષણ કેશવ કેશવ કેશવ કૃત લક્ષમણ કેશવ.
કેશવ કેશવ ભુરી દક્ષીણ કેશવ કેશવ કેશવ સર્વ દક્ષીણ કેશવ.
કેશવ કેશવ ઉદીર્ણ કેશવ કેશવ કેશવ અનીર્વાણ કેશવ
કેશવ કેશવ વીશ્વ દક્ષિણ કેશવ કેશવ કેશવ દક્ષીણ કેશવ.
કેશવ કેશવ દુર્મર્ષણ કેશવ કેશવ કેશવ શરણ કેશવ.
કેશવ કેશવ હે પણ કેશવ કેશવ કેશવ સ્વસ્તી દક્ષીણ કેશવ.
કેશવ કેશવ ભવતારણ કેશવ કેશવ કેશવ વીદારણ કેશવ.
કેશવ કેશવ તમ સગપણ કેશવ કાપીનાંખો જન્મમર્ણ કેશવ.
કેશવ કેશવ શરણ તમારે હે કેશવ કેશવ કાવ્ય સંપૂર્ણ હે કેશવ.

દોહરો.

ગલે કાહે આ માળને દીપે રૂડી દેહ
વૈમાન બેશી જાયતે જપે માળ આજેહ

### શ્રીભુદર માળ—નાટીકાવૃત આરોહી અવરોહી—એ રાગ.

વીષ્નું ભુદર ભ્રાજીષ્ણુ ભુદર અણું ભુદર સહીષ્ણું ભુદર;
સ્થાણું ભુદર શાશ્વત સ્થાણું ભુદર યજ્ઞ ભુદર કૃતયજ્ઞ ભુદર—૧
ક્ષેત્રયજ્ઞ ભુદર બ્રહ્મયજ્ઞ ભુદર મહાયજ્ઞ ભુદર સોમયજ્ઞ ભુદર;
વીશીષ્ટ ભુદર સ્થવીષ્ટ ભુદર ઈષ્ટ ભુદર સ્પષ્ટ ભુદર—૨
સર્વજ્ઞ ભુદર યજ્ઞી ભુદર તુષ્ટ ભુદર પુસ્ટ ભુદર;
શક્તિમતાં શ્રેષ્ઠભુદર શીપીવીષ્ટભુદર ચતુર્દંષ્ઠભુદર શીષ્ટેષ્ટભુદર—૩
સહસ્રમૂર્ધા ભુદર મહર્દ્ધા ભુદર વેધા ભુદર સુમેધા ભુદર;
સત્યમેધા ભુદર સપ્તૈધા ભુદર અર્થ ભુદર અનર્થ ભુદર—૪
સત્વરથભુદર અશ્વત્થભુદર ભુતભવ્યભવનાથભુદર લોકનાથભુદર;
સીદ્ધાર્થ ભુદર અપ્રતીર્થ ભુદર ધર્મયુપ ભુદર ધર્મગુપ ભુદર—૫
નેકરૂપ ભુદર અનંતરૂપ ભુદર બહદ્રૂપ ભુદર સોમપ ભુદર;
સીધસંકલ્પ ભુદર અમૃતપ ભુદર વસુ ભુદર પુનર્વસુ ભુદર—૬
ચંદ્રાંશુ ભુદર સહસ્રાંશુ ભુદર પ્રાંશુ ભુદર ખંડપરશુ ભુદર;
મહાપદ્મવાભુદર યજ્વાભુદર શાર્ઙગધન્વા ભુદર સુધન્વાભુદર—૭
સુચીશ્રવા ભુધર વૃશાપર્વા ભુદર મહાક્રૃતુ ભુદર ક્રતુ ભુદર;
સંતતુ ભુદર રૂતુ ભુદર સર્વદર્શી ભુદર સદામરશી ભુદર—૮
વત્સી ભુધર અનંતશ્રી ભુદર બ્રહ્મી ભુદર વાગ્મી ભુદર;
પમી ભુદર ધર્મિ ભુધર સુવોલક્ષ્મી ભુદર વીક્રમી ભુદર—૯

નક્ષત્રનેમી ભુદર લોકસ્વામી ભુદર મનુ ભુદર જહનુ ભુદર;
ભાનું ભુદર સર્વવીદભાનું ભુદર મહાભાનુભુદર બ્રહદભાનું ભુદર—૧૦
સુરૂચી ભુદર શુચી ભુદર સહસ્રાર્ચી ભુદર મીરીચી ભુદર;
મધુ ભુદર લોકબંધુ ભુદર વીશ્વયોની ભુદર આત્મયોની ભુદર—૧૧
જેષ્ટ ભુદર શ્રેષ્ટ ભુદર ત્વષ્ટા ભુદર સ્ત્રષ્ટા ભુદર;
ચક્રી ભુદર નંદકી ભુદર વૃશાકૃપી ભુદર વ્યાપી ભુદર—૧૨
વસુમના ભુદર મહામના ભુદર સુતપા ભુદર મહાતપા ભુદર;
અમૃત્યુ ભુદર વાયુ ભુદર શશીબીંદુ ભુદર સુવર્ણબીંદુ ભુદર—૧૩
વનમાલી ભુદર કુંડલીભુદર સર્વતોમુખ ભુદર સુમુખભુદર;
વીનયતા સાક્ષીભુદર સાક્ષીભુદર યોગીભુદર સદાયોગી ભુદર—૧૪
અગ્રણીભુદર ગ્રામણીભુદર ગુરૂભુદર દેવગુરૂ ભુદર;
અનધભુદર અમોધભુદર અમૃત વ પુભુદરઅનીર્દેશવવપુભુદર-૧૫
દંડભુદર શીખંડ સુવીરો ભુદર બહુશીરા ભુદર;
ભગવંતભુદર રૂદીયેરટે દુઃખડાં વટે જન્મ મરણ મરે.—૧૬
ભુદર ભજતાં સ્વર્ગવટેકોટીપાપોપલમાંકટે હરામીદાનતહમણાંહટે
ભજે નહિં ભુદરતો ભવમાંભટે ભજે[illegible] મોક્ષનટે ચારે
ફોગણું ખરખટે.—૧૭

દોહરો.

ભુદરમાળા શોભીતી રૂદીયે ધરો નરનાર
રૂપાળા રાય રણુ છોડજી ઉતારે ભવપાર

## કૃષ્ણ નાંમ માળા.

અબ તો મેરે ગીરધર ગોપાલ દુસરો નહિં કોઇ એ રાગ.

ભજરે મન કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ મન ગાહુ ટેક.
સર્વંગ સર્ગ સ્વંગ વ્યગ્ર દુર્ગ નૈક શૃંગ.
માર્ગ ઉગ્ર લોકસારંગ વેદાંગ વીશ્વબાહુ—ભજરે મન.
શબ્દાતીંગ સામંગ સુભાંગ અવ્યંગ મહા શૃંગ. હે'માંગ;
ઉર્ધ્વંગ યજ્ઞ ભુગ મહાભાગ મહાભોગ મહાબાહુ—ભજરે મન.
ચતુર્ભાવ શર્વ શીવ વીજવ સવ સર્વ શ્રીવ;
ઉદ્ભવ દેવ ધૃવજીવ વરાંગ વીર બાહુ—ભજરે મન.
સત્ય જીહ્વ માનદ મહાદેવ કેશવ વીશ્વ વાસુદેવ;
મહા રોગ માધવ મહાદેવ સ્વાંગ ચતુર્બાહુ—ભજરે મન.

### દોહરો.

મણી માલ આ કૃષ્ણની દુર્લભ સૂરનર દેવ.
કંઠે કરે આ માળને તેની કરે ચૌદ લોકસેવ

## રામનાંમ માળા—રાગ ઉપરનો.

ભજરે મન રામ રામ રામ રામ રામા—ટેક.
રામ રામ સ્વારથં સત્ય પ્રાણની લય પુણ્ય પ્રત્ય.
આદીત્ય અનામય અચીંત્ય લોકત્રયાશય ત્રીસામા—ભજરે મન.
અનય અભીપ્રાય દુર્જય માન્ય મહામાગ મહેજય;
ધુર્ય ધન્ય ધનંજય વ્યવસાય વીશ્વકર્મા—ભજરે મન.

અવ્યય અસંખ્યેય અદૃશ્ય ચીતૂભય શુન્ય છિન શંશય,
આધારની લય અતીંદ્રીય અગ્રાય વૃશપ્રીય વૃશકર્મા—ભજરે મન.
બ્રાહ્મણ પ્રીય બીજ મવ્યયક્ષેય સવી લક્ષણ્ય ભુશયનેય;
સ્વાભાવ્ય પર્જન્ય દુર્જય કુવલેશય કૃતકર્મા—ભજરે મન.
અક્ષોભ્ય યજ્ઞ ગુહ્ય ન્યાય સર્વા સુનીલય જ્ઞાનગમ્ય નૈકમાય;
સર્વ લક્ષણ લક્ષણ્ય યજ્ઞાય મહો દદીશય મહાકર્મા—ભજરે મન.
સર્વમાં શ્રીકૃષ્ણ કત્ય સુંદીર શાંમ સત્ય સત્ય.
ગોવીંદજીની અકળ ગત્ય એનુના ઇંદ્રકર્માં—ભજરે મન.

દોહરો

રામનામ અમુખ્ય મણી રટણ કરેનરજેહ;
રાતદીન કોઇ જો જપે તો સ્વર્ગે જાય સ્વદેહ.

શ્રીહરી માળ—રાગ મોતીદાંમ છંદ.

શ્રીહરી શ્રીહરી ધાતા વીધાતા, શ્રીહરી શ્રીહરી શાસ્તા સધાતા—૧
શ્રીહરી શ્રીહરી સત્તા સવીતા, શ્રીહરી શ્રીહરી સ્તોતાસ્રપીશા—૨
શ્રીહરી શ્રીહરી કર્તા વીકર્તા, શ્રીહરી શ્રીહરી ભોક્તા ભર્તા—૩
શ્રીહરી શ્રીહરી નેતા નીયંતા, શ્રીહરી શ્રીહરી દાતા દમયંતા—૪
શ્રીહરી શ્રીહરી યોગવીદાનેતા શ્રીહરી શ્રીહરીહે હરી વીશ્વરેતા—૫
શ્રીહરીશ્રીહરીહે હરીવસુરેતા શ્રીહરી શ્રીહરીહે હરીવરદાનદેતા—૬
શ્રીહરી શ્રીહરી હે હરી મહીભર્તાશ્રીહરીશ્રીહરી હેહરીસતકર્તા—૭
શ્રીહરી શ્રીહરી હે હરીઅવજ્ઞાતાશ્રીહરી [illegible]હરીગોપ્તાસંક્ષેપ્તા—૮
શ્રીહરી શ્રીહરી જેતા પરપીતા પૂર્ણ થાશે [illegible]હરીની કવીતા—૯

છંદ.

અરવીંદાક્ષ અકાજ વૃશભાક્ષ વીરજ,
સુર.ધક્ષ સુભજં સહસ્ત્રાક્ષ ચતુર્ભુજ;
લોહિતાક્ષ જગદાદીજ પુંડરીકાક્ષ અપોનીજ,
લોકાધક્ષ ગરૂડધ્વજ ત્રીદશાધક્ષ નૈકજ—૧
મહાક્ષરામ મેધજ પુસ્કરાક્ષ જાશજ,
દક્ષધક્ષ ગદાગ્રજ ધર્માધક્ષ અધોક્ષજ;
પ્રાગવંશ પ્રગ્રહ વ્યાદીશરામ પરીકાહ,
વૃશ કૃશ સંગ્રહ અનીશ શ્રીશ નીગ્રહ—૨
યોગીશ અહગુહ સધોશ દીશ ચતુર્વ્યુહ,
વીદીશરામ ભપાપહ સુરેશરામ શબ્દ સહ;
રૂશીકેશ વરારોહ મહાકોશ મહોત્સાહ,
ક્ષીતીશરામ સહાવરાહ પુરૂશરામ દાશહિ—૩
તેજો વૃશ પ્રપીતામહ નહુશરામ સર્વસહ,
અમૃતાંશ રામ અર્હ સ્વવશરામ મહાર્હ;
દુરાધર્શ પ્રતયાર્હ અસુર દૈત માર્હ,
પદ્મન.ભ વીરહા હીરણ્યગર્ભ સુરારિહા—૪
રત્નગર્ભકાલનેમી નીહા દર્લભકુંભ દુરારિહા,
રત્ન નાભ કામહ પદ્મગર્ભ ક્રોધહા;
સુલભ રામ ...હ. ભૂગભ રામ કેશીહા,
વૃશભ રામ ...હા શ્રાગભ રામ બ્રહ્મા—૫

મહાદ્રી ધૃક મહાબલ વીશ્વ ધૃક વત્સલ,
અનેક એક અનુકુલ અશોક અર્ક અતુલ;
અહ સંવર્તક અનીલં પ્રીલોક ધૃક કપીલં,
દ્વિ સ્પૃક અચલ અન્તકરામ અનલ—૬
વશીશક ભકત વત્સલં સર્વદક તુંહીબલ,
વીશ્વભુક તુંહી ચલ સ્વસ્તીભુક પેશલ;
હુતભુક ખલ દલ શીર કીરીટ કુંડલ,
આનંદકંદ કૌશલ કૃપાલુ શીલ કોમલ—૭
મહેશ્વાસ પરધી શ્રીનીવાસ શંભુ ઉદારધી,
ભુતવાસ અંભોનીધી દુરાવાસ અપાનીધી;
સર્વદૃગ્વાસ શ્રીનીધી શ્રીવાસરામ મહાનીધી
હંસ અભુ વીભુનીધી ભુબભુ પ્રભુસીદ્ધી—૮
સ્વયંશાભુમ સ્રગ્વી અમર પ્રભુ મહાહવી,
અનીરૂદ્ધ સીદ્ધ ધન્વી હલાયુધ રૂદ્ધ તુંઈહવી;
અશોક્ક શૌરીમહાકવી જીતક્રોધહર્વહરીરવી
હરી સત્યસંધ મેધાવી દૃઢ સર્વ વીજયી—૯

દોહરો.

કળીમાંહ્ય કીરતન કથા જપાય હરીનો જાપ,
ભ.ગ્ય તેનાં કુ શાંભણું પ્રભુ જાણે પરતાપ.

છંદ.

પુતાત્મા પ્રજાપતી ધૃતાત્મા વૃશાકૃર્તા;
વૃદ્ધાત્મા વાચસ્પતી સમાત્મા સ્તાંગતી;

ચતુરાત્મા ચતુર્ગતી જુતાત્મા ભાસ્કર ધુતી;
અમેયાત્મા અનીવરતી ગભીરાત્મા ગોવીંદાપતી—૧
પ્રકાશાત્મા ગોપતી મુગ્તાનાં પરમાગતી;
અનીવૃતાત્મા યજ્ઞપતી વીમુકતાત્મા મહાધુતી;
વીજીતાત્મા શ્રીપતી ત્રીલોકાત્મા મેદની પતિ;
પ્રંસનાત્મા ભુતી નીવૃતાત્મા સ્તુતી—૨
નૈકાત્મા મહાશકતી વીધેયાત્મા સ્વસ્તી;
વીશુધાત્મા સ્તત્વતાંપતી અપ્રમેયાત્મા કૃતી;
વીશ્રુતાત્મા વીહાયસગતી એકાત્મા ઇન્દીરાપતી;
પરમાત્મા પુણ્ય કીરતી અનંતાત્મા અમુરતી;
વક્રાટકાર વીશ્વમુરતી સાકર શતમુરતી;
નીરાકાર મહામુરતી સ્પથાચાર દીપ્ત મુરતી;
વીસ્તાર ચતુર્મુરતી એકતાર અનેક મુરતી;
પ્રભુ વેદ ગાય કીરતી આપે પ્રેમ ભક્તિ મુરતી;

દોહરો

આ છંદ શ્રવણે સાંભળે દહન થાય સૌ દોશ;
ગાવાં આનંદ ઉપજે સઘળો ટળશે શોશ;

( વીષ્ણુ સહસ્ત્રનામાવલિ માળા સમાપ્ત )

---

પારેખ લાલજી રણછોડદાસ તળાજા વાળા તથા—
જીવણદાસ રણછોડદાસ.